# શ્રી ગુપ્તેશ્વર સ્તોત્ર.


રચનાર

કવીશ્વર ભવાનીશંકર મોટાભાઈ ભટ્ટ.

સંશોધન તથા ભાષાંતર કરનાર

શ્રીયુત રઘુનાથ શર્મા પંડિત,
પુરુષોત્તમ જોગીભાઇ ભટ્ટ.



પ્રગટ કરનાર

પુરુષોત્તમ જોગીભાઇ ભટ્ટ, બી. એ., એલ. બી.
ગહેર, પારેખ ફળીયું.


---

ભામિની વિલાસનું ભાષાંતર, મયૂરધ્વજ આખ્યાન, ભીમચાતુર્ય, શુકરંભાઆખ્યાન, કાવ્યગંગ ઇત્યાદિના કર્તા.

---


મૂલ્ય ૦-૪-૦

સં. ૧૯૮૦.] [સને ૧૯૨૪.

પ્રત ૩૦૦

શ્રી "મસીહી" પ્રીન્ટીંગ પ્રેસમાં જે. ડબ્લ્યુ રાઠોડે છાપ્યું, સુરત.

श्री शङ्कर पदाम्भोजयुगलं कामपूरकम् । -
संसारतापशमनं नत्वा च गुरुपङ्कजम् ॥ १ ॥
गुप्तनाथस्तवस्यास्य टीकां गुर्जरभाषया ।
यथामति अहं कुर्वे पुरुषोत्तमसंज्ञकः ॥ २ ॥

**ભાવાર્થ.**—ભક્તોના મનોરથોને પરિપૂર્ણ કરનારા શ્રીશંકર ભગવાનના બન્ને ચરણારવિંદોને વિષે તથા સંસારના ત્રિવિધ તાપને શમાવનારા શ્રી સદ્ગુરૂના ચરણકમળને વિષે નમન કરીને 'પુરુષોત્તમ' નામનો હું, મ્હારી બુદ્ધિઅનુસાર ગુપ્તેશ્વર સ્તોત્રની ગુજરાતી ટીકા કરૂં છું ૧-૨

---

## પ્રસ્તાવના.

॥ ॐ ॥

राजन्याख्य पुरे द्विजेन्द्र शुकदेवाख्योऽ
भवत् पंडितः
तत्पुत्रो हरिशंकर श्रगदितो
मोटा भिषस्तत्सुतः ।
तत्पुत्रेण महाकवीश्वर इतिख्यातेन
भूमीकृतः
सर्वानंदकरः सदासुपठतां
श्री सुन्दरीशस्तवः ॥

જુઓ, શ્લોક અં. ૩૨.

સ્મરણ માત્રથી પવિત્ર કરનારી સૂર્ય દેહા તાપી નદીને કિનારે રાદેર નામનુ અતિ પ્રાચીન નગર પ્રસિદ્ધ સુરત શહેરથી બે માઇલ દૂર આવેલુ છે. તેની હાલ વસ્તી દશ હજાર મનુષ્યની છે.

આ સ્થળમા ઔદીચ્ય સહસ્ર બ્રાહ્મણોનો ઘણા લાંબા સમયથી નિવાસ છે, અને અહીં હાલમા આ જાતિના દોઢસો ઘર છે આ જ્ઞાતિનો એક વિભાગ બગડા ત્રણ પક્ષના નામથી ઓળખાય છે. કવીશ્વર, કૃષ્ણુત્રિ અને અગ્રેજી નામના ત્રણ કુટુંબોમાં પાસેના ગામનાં સગાં સબંધીજનો જોડાવાથી ત્રણ પક્ષો બનેલા છે આ ત્રણ કુટુંબો પૈકી એક કુટુંબ કવીશ્વર ના નામથી ઓળખાયછે જે મહાન્ પુરૂષ કવીશ્વર તરીકે પ્રસિદ્ધ થયા અને જેનુ ગૌરવભર્યું નામ કુટુંબને પ્રાપ્ત થયુ તેમની ટુકી હકીકત વૃદ્ધ જનોથી સાભળ્યા પ્રમાણે નીચે મુજબ છે

આસરે અઢીસેં વર્ષ પહેલા શુકદેવ નામના પડિત થઇ ગયા. તેને એક પુત્ર હરિશકર નામે હતો તેને બે પુત્ર મોટા તથા કલ્યાણજી નામના થયા હતા મોટાને, ચાર પુત્ર હતા (૧) ભવાનીશકર, (૨) શિવશકર, (૩) કૃપાશકર અને (૪) જયશકર.

જે પાછળથી કવીશ્વર પદથી વિભૂષિત થયા હતા તે ભવાનીશંકર શ્રી જગદંબાના પરમ ઉપાસક અને ભણેલા હતા. તે સમય મંત્ર તંત્ર વિદ્યાનો હતો અને દેવીભક્તોનું પ્રાબલ્ય વિશેષ હતું. સુરત શહેરમાં મોટા મહારાજ શુક્લજી હરિકૃષ્ણ અને તેમના વડવાઓ મશહુર ચમત્કારિક શક્તિ ધરાવનારા દેવી ભક્તો હતા આર્યાવર્તમાં કોઇપણ મહાપુરુષનો ઇતિહાસ પૌરાણિક દંતકથાની સેળભેળવાળો હોય છે તેમ ભવાનીશંકરનો પણ હોય તો તેમાં નવાઇ જેવું નથી

બ્રાહ્મણોનાં આજીવિકાનાં સાધન તે વખને પુરાણોની કથા વાચવી, ધાર્મિક ક્રિયાઓ કરાવવી. યજમાન વૃત્તિ કરવી વિગેરે હતાં આ કુટુબને તે વખતે યજમાન વૃત્તિ કોઇ જ્ઞાતિની હોય તેમ જણાતુ નથી. તે સમયે કૃષીકારો ધાન્ય લણી ખળીમા અનાજ સાફ કરી ઘેર લાવતા પહેલાં બ્રાહ્મણોને ધાન્ય ભરેલા કણુસલા આપતા તે લેવા જવાને બ્રાહ્મણો જુદી જુદી ખળીએ જતા આને કાતગણી લેવા જવુ કહેવાતુ

એક દિવસે પ્રભાત કાળમા વહેલા ચારે ભાઇઓ કાતગણી લેવાજનાર હતા ભવાનીશંકર શિવાયના ત્રણ ભાઇઓ જલદી ઉઠી સ્નાન કરી જે રાતનુ ઢાકી મૂકેલુ હતુ તે અદન્ કરી કાતરણી માટે ચાલ્યા ગયા અને ભવાનીશંકરને સધ્યા સ્નાનમા વિલબ થયો તેને માટે કાંઇ રહેવા દીધુ નહીં ભવાનીશંકર મુખ ભણીનુ કરવા ગયા તો તેને માટે કાંઇ અવશેષ રહેવા દીધેલુ જણાયુ નહીં આ પ્રકારની બધુઓની નિષ્ઠુરતા જોઇને તેને ઘણી રીસ ચઢી અને કાતરણી માટે જવાનુ માંડી વાળ્યુ તે દિવસે ઘરમા જમ્યા નહીં અને રાત્રે નદીમા પડી આત્મઘાત કરવાનો નિશ્ચય કર્યો. મધ્ય રાત્રે નદીમા પડવા જવા નીકળ્યા તો જે ઓવારાને રસ્તે ગયા ત્યાં જે લોકોની વસ્તી હતી તેના સ્વરૂપમા દેવી માછણ કે મુસલમાની રૂપે મળ્યા અને તેને ભૂખ્યો નદીમા પડવાની ના કહી તથા મત્સ્ય માંસ ખાવા ધર્યું તેનો તિરસ્કાર કરી હિંદુઓના ઓવારા તરફ ગયા તો ત્યા પકવાનની થાળ ભરી હિંદવાણીના સ્વરૂપમાં માતા સન્મુખ થયા. અહીં દેવીએ પોતાના ભક્ત ને સમજાવી શાંત પાડયો અને પકવાન જમાડી ઘેર વિદાય કર્યો, અને જતી વખતે ભગવતીએ સુચના આપી કે સુરતના મોટા મહારાજ જે મારા પરમ ભક્ત છે તેમની પાસે જઇ મત્ર લઇ મારી ઉપાસના કર

ભવાનીશંકર પૈર પાછા આવ્યા અને બીજે દિવસે સુરતના મોટા મહારાજને શરણુ ગયા. દેવીનો પ્રેર્યો આ આવ્યો છે એમ મહારાજશ્રીએ પોતાના દિવ્ય જ્ઞાનથી જાણી લીધું હતું. તેને પોતે મંત્રોપદેશ કર્યો અને દેવીને અલ્પ સમયમાં પ્રસન્ન કરવાનો સાધના વિધિ જણાવ્યો. ભવાની-શંકરે તેમની આજ્ઞાનુસાર મુડદાને ઉંધુ નાખી તેના પર બેસી શહેરથી એક માઇલ દુર આવેલા કુરૂક્ષેત્ર મહાદેવના તીર્થ પાસેના સ્મશાનમાં દેવીની ઉગ્ર આરાધના કરી. દેવી પ્રસન્ન થયાં અને કાવ્ય પ્રસાદીનું અભીષ્ટ વરદાન આપી પોતાના ભક્તને નવાજ્યા.

તે સમયના શ્રીમાન્ ગાયકવાડ સરકાર જેઓ પણ દેવી ભક્ત હતા તેમને દેવીએ સ્વપ્ન આપ્યુ કે ભવાનીશંકર કે જે મારા ભક્ત છે તેને રાજસભામાં આમંત્રી સન્માન કરો શ્રીમાન્ ગાયકવાડ મહારાજાએ હાથી પર બેસાડી ભવાનીશંકરને પોતાના રાજ્ય નગર વડોદરામાં બોલાવી આદરથી પોતાની પાસે રાખ્યા

ગુજરાતી અને દક્ષણી અધિકારીઓ વચ્ચે હમણા પણ વડોદરા રાજ્યમા સ્પર્ધા ચાલે છે તેમ તે સમયે પણ રાજ્યાશ્રિત ગુજરાતી અને દક્ષણી વિદ્વાનોમા અસહિષ્ણુતા હતી ભવાનીશંકરની દક્ષિણાત્ય પંડિતો ઇર્ષ્યા કરવા લાગ્યા તેમાંના કેટલાક ગણપતિ ભૈરવ દેવીના ઉપાસક હતા તેમણે ભવાનીશંકર પર પોતાનુ મંત્રબળ અજમાવ્યુ પણ તેમા તેઓ અફળ થયા. ભવાનીશંકર પ્રત્યે દક્ષણી વિદ્વાનોનાં અયોગ્ય વર્તન તથા દ્વેષની વાત મહારાજશ્રીના શ્રવણ ગોચર થઇ. અન્ય રીતે દક્ષણીઓના મનનુ સમાધાન ન થતાં, ભવાનીશંકરની કાવ્યશક્તિની પરીક્ષા લેવાનું નિશ્ચિત થયુ. પરીક્ષા આ પ્રમાણે હતી

ભવાનીશંકરે મોઢેથી નવીન શ્લોકો રચ્યા જવા અને દક્ષણી વિદ્વાન લહીઆઓ લખ્યા જાય આ પ્રમાણે શીઘ્ર કાવ્ય રચવામા ભવાનીશંકર જો પરાઙ્મુખ થાય તો તે, અને લહીઆઓ લખી શકે નહી તો આમા પક્ષના હાર્યા ગણાય

રાજ સભામાં મહારાજ શ્રીની સન્મુખ ગુજરાતી દક્ષણી વિદ્વાનોના મોટા સમુદાય વચ્ચે આ પ્રમાણેનો ઉપક્રમ શરૂ થયો

ભવાનીશંકરે એક પછી એક નવીન કાવ્યો રચવા માંડ્યાં અને તે વિદ્વાન્ લોકો ઝીલી લખતા ગયા આ પ્રમાણે ઘણો સમય ગયો અને

એક પક્ષ નરમ પડ્યો નહીં. ભવાનીશંકરે વિચાર્યું કે વાણી દેવીની કૃપાથી પોતે ફાવ્યો તો રચ્યા જશે પણ તેમ કરવામાં લેખકો પાછા પડશે નહીં. તેથી તેમણે એવો શ્લોક રચ્યો કે જેના ચરણની મધ્યમાં જીભનો ઉચ્ચાર જેવો શબ્દ આવે. આ લેખકો સમજી કે લખી શક્યા નહીં. લેખકો બંધ પડયા એટલે ભવાનીશંકરની કસોટી પૂર્ણ થઈ અને પ્રતિપક્ષના મુખ મ્લાન બન્યા. આ સમયે મહારાજ શ્રીએ ભવાનીશંકરને કવીશ્વરનો માન ભર્યો ઇલ્કાબ અર્પણ કર્યો દક્ષણી પંડીતોએ પોતે હતમાય થવાથી અને મહારાજશ્રીની સંપૂર્ણ કૃપા હોવાથી, કવીશ્વર ભવાનીશંકર પ્રત્યે વિરોધ છોડી દીધો ત્યાર પછી ગાયકવાડ સરકારે કવીશ્વર ભટ્ટને કામરેજ પરગણામાં ગામો ઇનામમા આપ્યા પોતાના વતન રાંદેરમાં કવીશ્વર ભટ્ટે નવા ઘરો બંધાવ્યા અને કુટુંબને સુખી સ્થિતિમા આણ્યું કુળદેવી અંબાજીની સ્થાપના પ્રાણ પ્રતિષ્ઠા વિગેરે પણ કર્યા

કવીશ્વર ભટ્ટને કાંઇ સંતાન ન હતુ તેથી તે કષ્ટ તેમને સાલવા માંડયુ તેમણે દેવીની પુત્ર માટે પ્રાર્થના કરી ત્યારે દેવીએ કહ્યુ કે સંતાનનું સુખ તારા પ્રારબ્ધમા નથી અને સંતાનથી તુ સુખી થઇશ નહીં છતા અતિ આગ્રહ કર્યો ત્યારે એક પુત્ર દેવીએ આપ્યો તેનુ નામ શિવનંદન પાડયુ. ત્યાર પછી કવીશ્વર ભટ્ટ કૈલાસ વાસી થયા આ પુત્ર ઉડાઉ અનીતિમાન્ અને તોફાની નીકળ્યો તે એટલે સુધી કે એના તોફાનની વાત સુરતના નવાબ સાહેબના કર્ણ પર આવી નવાબ સાહેબે શિવનંદનને પકડી મંગાવવા તથા તેની મિલ્કત જપ્ત કરવા માણસો મોકલ્યા કવીશ્વર ભટ્ટની મેળવેલી સમૃદ્ધિ લૂંટાઇ ગઇ ઘરામા પૂરાઇ કોયલા થઇ ગઇ-નષ્ટ થઇ શિવનંદન નવાબના ભયથી નાસી છુટયો તે ફરી કુટુંબ ભેગો થયો નહીં નિર્ધન સ્થિતિમા આવી પડેના કુટુંબિઓને માહોમાંહી ઉત્તરાણ કરી પૂતળ વિધાન તથા ઉત્તર ક્રિયા કરવા પડ્યા હજુ પણ આ કુટુંબમા કોઇ યુવક અયોગ્ય વર્તન કરતો જણાય તો બીજો શિવનંદન પાકયો છે એમ તેને કહેવાય છે.

કવીશ્વર ભટ્ટની જીવન કથામા ધાર્મિક માન્યતાપર આધાર રાખતા અંશ ઘણા છે છતા આટલો તો સાર ઉપજાવી શકાયકે કે કવીશ્વર ભવાનીશંકર એક કાવ્ય કળામા કુશળ, વિદ્વાન પુરુષ હતા અને તેમને વડોદરાના ગાયકવાડ સરકાર તરફથી સારો આશ્રય મળ્યો હતો હાલમા જુનાગામ ગરાસોની સલામતી વડોદરા રાજ્યમા થોડી છે તો કવીશ્વર ભટ્ટને શું ઇનામ કે જાગીર મળેલી તેની તપાસ કરવી એ વ્યર્થ છે

કવીશ્વર ભટ્ટના રચેલાં કાવ્યો કે ગ્રંથો કંઇ હાથ લાગ્યાં નથી.

જે શ્લોક રચી કવીશ્વર ભટ્ટે વિજય મેળવેલો તે મને નાની વયમાં મોઢે હતો. મારી પાંસે જન્મ પત્રિકાની પાછળ લખેલા સંસ્કૃત સુભાષિત શ્લોકોનું ઓળિયું હતું તેમાંથી જ્ઞાતિ ભોજન સમયે બ્રાહ્મણ પંક્તિઓમાં પ્રચલિત રૂઢિ પ્રમાણે બોલવા માટે હુ ચમત્કારિક શ્લોકો મોઢે કરતો હતો. મહા મારી (પ્લેગ) ની અસ્તોવ્યસ્તતામા શ્લોકાવળી ભર્યાં તે ઓળિયાનો પત્તો રહ્યો નથી–અને શ્લોક મોઢે ઉપસ્થિત નથી પ્રભુ ઇચ્છા. માત્ર ગુપ્તેશ્વર સ્તોત્ર હાથ લાગ્યુ છે જે પ્રસિદ્ધ કર્યું છે આ સ્તોત્ર ઉપરથી ભવાનીશંકર સંસ્કૃતમાં નવીન શ્લોક–કાવ્ય રચી શકે તેવા વિદ્વાન્ કવિ હતા તેની ખાત્રી થાય છે. તેમના મહા કવીશ્વરપણારૂપ પ્રૌઢતાની પ્રતીતિ થતી નથી

આ સ્તોત્રનુ સંસ્કૃત વ્યાકરણ વિશારદ શ્રી રઘુનાથ શર્માં નામના કાશી નિવાસી પંડિત બ્રહ્મચારી પાસે સંશોધન કરાવ્યું છે. તેનાં ભક્ત હૃદયે વ્યાકરણની ત્રુટિઓ સુધારી, જ્યાં સ્વરના હ્રસ્વ દીર્ઘપણાનાં કે એવા બીજા દોષો જણાયા તેને ભક્તિનો ઉદ્રેક દર્શાવતા જણાવી ગુણ તરીકે માની લીધા શ્રીયુત રઘુનાથ શર્મા પંડિતની સહાયતા નહીં મળી હોત તો આ સ્તોત્ર હુ આટલું સંશોધિતથયલુ પ્રકટ કરી શકત નહીં. શ્લોકોનુ ભાષાંતર મે કર્યું હતુ પણ તેના કરતા ઘણે દરજ્જે સુધારા વાળુ ભાષાંતર તેમણેજ રચેલુ સ્તોત્ર સાથે આપેલુ છે.

મારા પરમ સ્નેહી પ્રભુ પરાયણ જ્ઞાતિબંધુ શ્રીયુત ચંદુલાલ નરોત્તમરામ ભટ્ટ જેઓ નિવૃત્તિમય જીવન ગાળે છે અને જેમને ત્યાં સાધુસંત મહાત્મા પંડિતો પધારી સ્વાગત સ્વીકારે છે તેમને ત્યાં ઉપરોક્ત શ્રીયુત રઘુનાથ પંડિત આવી ચઢ્યા હતા તેમને આ સ્તોત્ર નિવેદન કરવાથી તેઓ શ્રીએ સદર્થ સંશોધન વિગેરેનું કાર્ય કરી આપ્યુ છે. પંડિત રાજનો તથા તેમના સમાગમ કરી આપનાર બંધુનો મારે આ સ્થળે આભાર માનવો ઘટે છે.

પ્રિય ભાઇ નાનાલાલ વિષ્ણુરામ જેમણે આ સ્તોત્ર છપાવી પ્રકટ કરવાના કાર્યમા સહાયતા કરી છે તેને માટે તે ધન્યવાદને પાત્ર છે.

શ્રી ગુપ્તેશ્વર મહાદેવનુ શિવાલય સુરત પાસેના પ્રસિદ્ધ તીર્થ અશ્વનીકુમાર પાસે આવેલુ છે તે મહાદેવને ઉદ્દેશી આ સ્તોત્ર લખ્યું છે કે કેમ તે કહી શકવા આધાર નથી.

શ્રી ગુપ્તેશ્વરની કેવી હૃદય દ્રાવક આકુલતા ભરી સ્તુતિ કરી છે તેનો સ્તોત્ર વાંચનારને સહજ ખ્યાલ થશે.. હંમેશ મિષ્ટાન્ન આરોગનારને ખારૂં ખાટું રૂચિ ઉપજાવે છે તેમ હંમેશા દેવોની સમર્થ પંડિતોની સ્તુતી સાંભળનાર શંકરને મારી જેવી તેવી સ્તુતિ પણ પસંદ પડશે — સેવા જોઇને આપે એ કાંઇ દાતા નહીં, સેવા રહિત એવા મારા ઉપર અનુગ્રહ કરો, તેમા તમારો ખરો મહિમા છે.—આવા કેટલીક ઘણા સુંદર વિચારો આ સ્તોત્રમાં છે. આ સ્તોત્ર વાચનારનુ તેમજ ઇષ્ટ દેવનું હૃદય પીગળાવી નાંખે તેવું છે. આ શ્રી ગુપ્તેશ્વર મહાદેવનું રમણીય સ્તોત્ર પરમ દયાળુ શંકર પરમાત્માના ઉપાસકો શ્રવણ પઠન કરી ઉત્કૃષ્ટ શ્રેયને સંપાદન કરો. ॥ इति शिवम् ॥

અમદાવાદ,
૧-૪-૨૪.

પુરૂષોત્તમ ભોગીભાઈ ભટ્ટ.

# ઔદિચ્ય આશ્રય ફન્ડને અર્પણ કરેલાં.

---

1. ભામિની વિલાસ ભાષાંતર ... મૂલ્ય રૂા. ૧—૦—૦
2. મયૂરધ્વજ આખ્યાન .. ,, ,, ૦—૪—૦
3. ભીમ ચાતુર્ય . ,, ,, ૦—૪—૦

---

## નીચેને ઠેકાણેથી મળશે.

એન. એમ. ત્રિપાઠી અને કુ. પ્રીન્સેસ સ્ટ્રીટ,
મુંબઇ

નાનાલાલ વિષ્ણુરામ ભટ્ટ,
નાણાવટ—સુરત.

પુરુષોત્તમ જોગીભાઇ ભટ્ટ,
કલેકટરના ચીટનીસ,
અમદાવાદ

---

# श्री गुप्तेश्वरस्तोत्रं ।

॥ ॐ ॥

अथ श्री गुप्तेश्वर स्तोत्रं प्रारभ्यते ।

॥ श्रीगणेशाय नमः॥

श्री शंभुरूपमपरं करुणालसन्तं
सत्कीर्तिदेवसरितं शिरसावहन्तम् ।
ज्ञानेक्षणं द्विजपतिश्रीतमाद्यशक्त्या-
युक्तं भजामि सततं गुरुमेवशुक्लम् ॥१॥

હું, શ્રીશંકરસ્વરૂપ ગુરૂ, કે જે અદ્વિતીય, કરૂણાથી શોભી રહેલા, સત્કીર્તિરૂપી ગંગાને મસ્તકપર ધારણ કરનારા, જ્ઞાનરૂપી તૃતીય નેત્રવાળા, દ્વિજપતિએ (ગુરૂપક્ષે—શ્રેષ્ઠ દ્વિજોએ તથા શંકરપક્ષે—ચંદ્રમાએ) આશ્રય કરેલા, અને આદ્યશક્તિ પાર્વતીથી યુક્ત છે, તેનું ભજન કરૂં છું ૧.

श्रीशम्भुरूपमपरं करुणालसन्तं
नत्वागुरुं हि जननीं जगतः शिवां च ।
तत्पादपङ्कजयुगस्मरणप्रभावात्
कुर्वेस्तवं ननु सुशर्मकरं शिवस्य ॥२॥

હું, અદ્વિતીય અને કરૂણાથી શોભી રહેલા શ્રીશંકરરૂપ ગુરૂદેવને તથા સર્વ જગતની જનની શ્રીપાર્વતી દેવીને પ્રણામ

કરી તેમના ચરણકમળના સ્મરણના પ્રભાવથી અત્યંત કલ્યાણ કરનારૂં શિવસ્તવન કરૂં છું. ૨.

गुप्तेश्वरप्रियमिदं स्तवनं तवापि
शम्भोर्भविष्यति सुनिर्जरसंस्तुतस्य।
नित्यश्च मिष्टमदतः सदने प्रभोर्यत्-
प्रीतिर्भवेत्तु कटुवस्तुनि चाम्लके वा ॥३॥

હે શંકર! જો કે સ્વર્ગના દેવતાઓ તમારી સ્તુતિ કરે છે, તોપણ મે કરેલું આ ગુપ્તેશ્વરને પ્રિય એવું સ્તોત્ર તમને પ્રિય થઈ પડશે, કેમકે દરરોજ પોતાના ઘરમા મિષ્ટાન્ન ભોજન કરનારા શેઠીયાને પણ ખાટા-ખારા પદાર્થોમા પ્રીતિ થાય છે ૩

आशाजले सुगहने भवनीरधौ स-
दुःखोर्मिभीः सुलुलितैर्हि निपीड्यमाने।
कामादिमीनभरिते ननु गुप्तनाथ
श्रीपादपङ्कजयुगं शरणं ममास्ताम् ॥४॥

હે ગુપ્તનાથ! આશારૂપી જળથી ભરેલા, અત્યંત ઉછળતાં મ્હોટા મ્હોટા દુઃખરૂપી મોજાથી આકુળ થયેલા કામ-ક્રોધાદિ મગર-મત્સ્યોથી ભરેલા આ અતિશય ગાઢા સંસારસમુદ્રમા મને, આપના ચરણકમળનું શરણ હો!! ૪.

श्रीविश्वनाथ शिव तात दयाम्बुराशे
काशीपते सुकरुणापरिपूर्णमूर्ते।
दारिद्र्यदुःखभयहारिनतीव शम्भो *
गुप्तेश्वर प्रमथनाथ दयाङ्कुरुष्व ॥५॥

હે વિશ્વનાથ! હે શિવ! હે તાત! હે દયાસાગર! હે કાશી-પતિ! હે કરૂણાથી પૂર્ણ મૂર્તિવાળા! હે દારિદ્રયાદિ દુઃખોના

ભયને હરનારા ! હે પ્રમથનાથ ! હે શંભુ ! હે ગુપ્તેશ્વર ! આપ મ્હારા પર દયા કરો. ૫

नीता सुखं हि भवता गुरुपापयुक्ता
लोकाः सदार्थरहिता अपि भक्तियोगात् ।
नन्दन्ति नन्दनवने ललितैर्हि शम्भो
गुप्तेश्वरामरमताललनाविलासैः ॥६॥

હે ગુપ્તેશ્વર ! મ્હોટા પાપોવાળા કેટલાએક લોકો, કે જેઓ દ્રવ્ય રહિત હતા, તેઓને પણ માત્ર તમારી ભક્તિના યોગથી તમોએ સુખી કીધા છે અને એ લોકો, સ્વર્ગે જઇ, નંદનવનને વિષે દેવોને પ્રિય થઇ પડેલી સ્ત્રી (અપ્સરાઓ) સાથે સુન્દર વિલાસ-ભોગ કરે છે ૬

दोषाकरेऽपि कुटिलेऽपि कलङ्कितेऽपि
कुर्याः कृपां मयि यथा गुरुनिन्दितेन्दौ ।
शश्वद्दयार्द्रमनसां महतां सतां यन्-
नैवाश्रितेषु गुणदोषविचारणा स्यात् ॥७॥

હે શંકર ! પોતાના ગુરુ ( બૃહસ્પતિથી ) નિન્દિત થયેલા દોષના ભંડાર, કુટિલ અને કલંકિત ચંદ્ર ઉપર તમોએ જેમ કૃપા કરી છે, તેમ હું ભલે દોષોનો ભંડાર હોઉં, કુટિલ હોઉં, તથા કલંકિત હોઉં, તોપણ તમે મ્હારાપર કૃપા કરશોજ; કેમકે દયાથી પીગળેલા મનવાળા મહાન્ સત્પુરુષો, પોતાના સેવક જનોના ગુણ દોષ પ્રત્યે લક્ષ આપતા નથી. ७

दुष्टेषु साधुषु समं सदयोऽसि शंभो
भक्तेषु रावणदशानन राज्यदेस ॥
नो चेत्कथन्नु भवता गुरुकालकूटं
कण्ठे धृतं स्वशिरसि पृथुनागराजः ॥८॥

સર્વ લોકોને રડાવનારા રાવણને પણ રાજ્ય આપનાર હે શિવ ! હે ઈશ ! દુષ્ટ પુરૂષો અને સત્પુરુષો, કે જેઓ તમારા ભક્ત હોય છે, તે બન્ને ઉપર તમે સરખીજ દયા ધરાવો છો. જો તેમ ન હોય, તો તમોએ હળાહળ વિષને પોતાના કંઠમા, અને મ્હોટા નાગરાજને મસ્તકપર ધારણ કર્યો છે, એ કેમ બને ? ૮.

स्वार्थे रतोऽसि शिवनाथ दयाम्बुराशे
त्वम्चेज्जनस्य जडधेः खलु का कथा मे।
नो चेत्कथं स्वनिलयं परमं कृतं तत्-
कस्मान्न कारयसि तात मनोरमं मे ॥९॥

હે નાથ ! હે શિવ ! હે દયાના સાગર ! તમારા સરખા પણ જ્યારે સ્વાર્થમા તત્પર છે, ત્યારે મ્હારા જેવા જડ મનુષ્યની તો વાતજ શી કરવી ? હે તાત ! જો એમ ન હોય તો તમોએ જેવી રીતે તમારા નિવાસસ્થાન (કૈલાસ)ને ઉત્તમ બનાવ્યુ છે, તેવી રીતે મ્હારા ઘરને સુન્દર કેમ બનાવી આપતા નથી ? ૯

स्वार्थो न चेतव दयार्णव दीनबन्धो
दासे कुरुष्व करुणां करुणार्द्र शम्भो ।
स्वप्ने स्वकीयनिलयार्जनसंस्तवार्थं
प्रोक्तं यथा शिव तथा कुरु मत्कृतार्थम् ॥१०॥

હે દયાસાગર ! હે દીનબંધુ ! હે કરૂણામૂર્તિ ! શંભુ ! જો તમે સ્વાર્થ તત્પર ન હો, તો મ્હારા પર દયા કરો ! અને મે મ્હારૂ ઘર સુન્દર બનાવવા અર્થે સ્વપ્નને વિષે જેવું કહ્યુ હતુ, તેવુ તમે કરી આપો ! ૧૦

गुप्ते मयीश करुणां कुरु दीनबन्धो
गुप्तेश्वरोऽसि यदि नाथ यथार्थनामा ।

चेत्कर्मधारयसमासमिहास्मि कुर्वे
नैवोचितं भवति तत्पुरुषे विभो तत् ॥११॥

હે નાથ! જો તમારૂં 'ગુપ્તેશ્વર' એ નામ યથાર્થ હોય, તો હું, દીનબંધુ! હું, કે જે તમારાથી ગુપ્ત (રક્ષાયેલો) છુ તેના પર દયા કરો!! કેમકે હે શિવ તમે, કે જે તત્પુરૂષ છો, તેના 'ગુપ્તેશ્વર' એ નામને વિષે કર્મધારય સમાસ કરવો યોગ્ય નથી. કારણ કે જો તમારા નામનો અર્થ ( **गुप्त श्वासौ ईश्वर इति गुप्तेश्वर।** એટલે સંતાઇ રહેલા ઇશ્વર એવો કરીએ તો તે યોગ્ય નથી, કેમકે તમો તો ખરી રીતે ( **गुप्तानामीश्वर इति गुप्तेश्वर।** એટલે ) રક્ષિત થયલાના ઇશ્વર છો

त्वञ्चेन्महेशकलितो द्विजगेहलीनो
दीनस्य नुः सुजडधेः खलु का कथा मे।
तत्त्वं यथा स्वभवने भुवने स्थितोऽद्य
तद्वत्प्रकाशमधुना कुरु संस्थितिं मे ॥१२॥

હે પ્રભુ! તમે 'મહેશ' એવા નામથી સર્વત્ર પ્રસિદ્ધ છો, છતા બ્રાહ્મણોના ઘરમા પ્રીતિથી લીન થઇ રહ્યા છો, તો મંદબુદ્ધિવાળો અને દીન એવો હું, મ્હારા ઘરને વિષે પ્રીતિમાન્ હોઉં એમા શુ આશ્ચર્ય ? તમે જેમ પોતાના સુન્દર ભવનને વિષે રહ્યા છો, તેમ મ્હારા મંદિરને પણ પ્રકાશમાન્ કરો!! ૧૨.

पापावृतोऽस्मि भुवने ननु पापहासि
दुःखावृतोऽस्मि सुखदः परदुःखहासि।
श्रीगुप्तनाथ वसुना रहितोऽस्मि शम्भो
त्वं विश्वनाथ दयया धनधान्य दोऽसि ॥१३॥

હે શંભુ! આ ભુવનને વિષે હું, પાપથી વિંટાએલો છુ, ત્યારે તમે પાપનો નાશ કરનારા છો, હું દુઃખથી વિંટાએલો છુ, ત્યારે

તમે અન્યના દુઃખનો નાશ કરી તેને સુખી કરનારા છો; તથા હે ગુપ્તનાથ ! હું ધનરહિત છું, ત્યારે તમે દયાથી ધન-ધાન્યાદિસમૃદ્ધિ આપનારા જગતના ઈશ્વર છો. (માટે આપણા બન્નેનો સેવ્ય-સેવક-ભાવ ઠીક શોભશે) ૧૩

दीनोऽस्मि नाथ शिव दीनदयाकरोऽसि
मूर्खोऽस्मि देव दयया शुभबुद्धिदोऽसि ।
गुप्तेश्वरात्र घटते करुणा तवास्मिन्-
दीने जने मयि महेश दयाङ्कुरुष्व ॥१४॥

હે શિવ ! હું દીનજન છું, ત્યારે તમે દીનજનો પર દયા કરનારા છો, હું મૂર્ખ છું, ત્યારે તમે દયાની લાગણીથી શુભ બુદ્ધિ દેનારા છો, તેથી હે ગુપ્તેશ્વર ! હે મહેશ ! તમારે આ દીન સેવક ઉપર હવે દયા કરવી ઘટે છે, માટે મુજ પર કૃપા કરો ! ૧૪

शम्भो मदीयगुरुशिष्टजनादिनिन्दा-
जातापराधततयोऽपि हि ते न गण्याः ।
ग्रस्तो ग्रहैश्च मधुना विकलोऽतिमत्तः
क्रीडामृगो वदति किं न हि वृश्चिकार्तः ॥१५॥

હે શંભુ ! મેં, અજ્ઞાનને લીધે ગુરૂ અને શિષ્ટ સજ્જનોની નિન્દા કરીને જે જે અપરાધો (દોષો) કર્યા છે તે સર્વને આપે ગણવા ઉચિત નથી, કેમકે ગ્રહપીડાથી ઘેરાવાને લીધે, અને મદ્યપાન કરવાથી વિકળ તથા મદમત્ત બનવાને લીધે અને તેમાં વળી વૃશ્ચિકનો દંશ થવાને લીધે પરાધીનપણાને પામેલો પુરૂષ શું નથી બોલતો ? ૧૫

मान्यापराधगणना मम ते यदा चेन्
नो सा भविष्यति जडे मयि सापराधे ।

पारे परार्द्ध मपि सा यदि चेन्तदेषा
तस्मात्कुरुष्व करुणां करुणालया स्मिन् ॥१६॥

હે શિવ! મ્હારા અપરાધોની ગણના જો કદાચ તમને માન્ય હોય, તો પણ ભલેને તે (અપરાધગણના) પરાર્ધની સંખ્યા ઉપરાંત હશે, તથાપિ હું, કે જે મૂર્ખ અપરાધી છુ તેના સંબંધમાં તે કોઇપણ રીતે મનમાં ધરવા યોગ્ય ગણાશે નહિ, માટે હે કરૂણાલય! આ રંક જન પર કૃપા કરો! ૧૬

सेवां विलोक्य ददते स तु नैव दाता
दानं दयापि न चसा शिव वेतनं तत्।
तत्त्वं महेश मयि शं कुरु तावकीने
सेवाविहीन गुणहीन मलीन दीने ॥१७॥

હે શિવ! જે શેઠ, પોતાના સેવકની સેવા જોઇને તેને જે કાંઇ (સેવાના પ્રમાણમાં) આપે છે તે (શેઠ) દાતા કહેવાતો નથી; તેમ તે આપેલુ, દાન પણ કહેવાતુ નથી, તે તો માત્ર વેતન-પગાર તરીકેજ ગણાય છે, માટે હે મહેશ! હું, કે જે સેવા તથા ગુણ વિનાનો, મલીન, દીન અને તમારો સેવક છુ, તેનું તમે કલ્યાણ કરો!! ૧૭

सेवां विलोक्य वितरेद्वसु सत्प्रभुर्यो
दीने तु वृत्तिमखिलां यदि चेत्प्रहृष्टः।
तत्त्वं कुरुष्व करुणां करुणालयास्मिन्-
सेवाविहीन गुणहीन मलीन दीने ॥१८॥

સેવકની સેવા જોઇને જો સારો શેઠ પ્રસન્ન થયો હોય, તો તે જે સેવકને ધન આપે છે, તેથી તે (સેવક)નો યાવજ્જીવન નિર્વાહ ચાલે છે, માટે હે કરૂણાલય! હું, કે જે સેવા તથા ગુણ વિનાનો, અને મલીન તથા દીન છુ, તેના પર કરૂણા કરો!! ૧૮

सेवाविहीन गुणहीन मलीन दीनो
नो ना भवेद्यदि नु कोऽपि तदा कथं ते ।
तत्तत्प्रसिद्धमपि नाम भवेत्पृथिव्यां
पापप्रणाशक दयार्णव दीनबन्धो ॥१९॥

હે શિવ! આ જગત્‌ને વિષે સેવા-ભક્તિ રહિત, ગુણહીન મલીન તથા દીન એવો કોઇ પણ મનુષ્ય હોય નહિ, જો કદાચ હોય તો 'પાપપ્રણાશક' 'દીનબંધુ' અને 'દયાસાગર' એવાં તમારાં નામ કેમ પ્રસિદ્ધ થાત? ૧૯

सेवाविहीन गुणहीन मलीन दीनो-
द्धारे यशो न च तथा भजतां पुरारे ।
तत्त्वं दयार्णव दयां कुरु दीनदीने
पश्यन्नजामिल सुदाम दयां मुरारेः ॥२०॥

હે ત્રિપુરવિનાશક! સેવા-ભક્તિ વિનાના, ગુણ વિનાના તથા મલીન ચિત્તવાળા દીનજનોનો ઉદ્ધાર કરવાથી જેવુ યશ પ્રાપ્ત થાય છે તેવુ, ભક્તજનોનો ઉદ્ધાર કરવાથી પ્રાપ્ત થતું નથી, માટે હે દયાર્ણવ! શ્રીકૃષ્ણચંદ્રે કરેલી અજામિલ તથા સુદામા વગેરે દીન જનો પરની દયાનો વિચાર કરીને પણ તમે, અત્યંત દીન એવા મ્હારા પર દયા કરો! ૨૦

श्रुत्वा मदीयमधुना चटु काकु वाक्यं
दुःखं गलन्त्यपि दृषद्गलतीन्द्र वज्रम् ।
तत्त्वं दयार्णव दयां कुरु दीनबन्धो
तूष्णीं स्थितोऽसि कथमद्य वदस्व शंभो ॥ २१ ॥

હે દીનબંધુ! હે શંભુ! સાંપ્રતમાં મ્હારાં દુઃખ ભરેલાં કાલાવાલા સાંભળીને પથ્થર પણ પીગળી જાય એમ છે તથા

ઇન્દ્રનું વજ્ર પણ નરમ પડી જાય એમ છે; તેમ છતાં હે દયાસાગર! આજે તમે શાન્તપણે કેમ બેસી રહ્યા છો? ૨૧.

सुप्तोऽसि किम्न शिव देव दयाम्बुराशे
रुष्टोऽसि किं नु जडधौ मयि सापराधे।
किं नो शृणोषि चटु काकु शतानि मे द्राक्
गुप्तेश्वराद्य मयि नाथ दयाङ्कुरुष्व ॥ २२

હે દયાનિધિ! હે શિવ! શુ તમે આજે સૂઈ રહ્યા છો? અથવા તો હું, કે જે જડ બુદ્ધિવાળો અને અપરાધો (દોષો)થી ભરેલો છુ, તેના પર કોપાયમાન થયા છો શુ? મ્હારા સેંકડો કાલાવાલાને પણ તમે સત્વર કેમ સાભળતા નથી? હે ગુપ્તેશ્વર! તમારે તમારા સેવક પર એમ કરવુ ઘટતુ નથી, માટે હે નાથ! આજે મ્હારા પર દયા કરો! ૨૨

नाहं शृणोमि वचनं करुणं त्वदीय
मेवं न वक्तु मुचितं तव सर्वगेश ।
श्रुत्वा भविष्यसि यदा करुणाढय तूष्णी
मेवं तु ते न घटतेऽद्य दयां कुरुष्व ॥ २३ ॥

હે ઇશ! "હુ ત્હારા કાલાવાલાને સાભળી શકતો નથી." એમ કહેવુ, એ તમને યોગ્ય નથી કેમકે તમે તો સર્વવ્યાપી છો. તેમ છતા હે શિવ! મ્હારા કાલાવલાને સાભળીને પણ જો તમે શાત રહેશો, તો આ રંકની શી દશા? તમે કરૂણાળુ છો એટલે હે પ્રભુ? તમને એમ કરવુ ઘટતું નથી તેથી આજે તમે મ્હારા પર દયા કરો!! ૨૩

गङ्गाजलेन हिमशैलसुताङ्ग सङ्गा
द्बालेन्दुशीतकिरणैर्हिमपीडितश्चेत् ।
संसार तापपरितप्त मदीय चेतः
स्थानं कुरुष्व विमलं करुणार्द्रमूर्ते ॥ २४ ॥

હે કરૂણાથી ભીંજાયેલી મૂર્તિવાળા શંભુ! જો કદાચ તમે પોતાના મસ્તક પર વહેતી ગંગાના જળથી, હિમાલયની પુત્રી પાર્વતીના અંગસંગથી તથા લલાટમા રહેલા ચંદ્રમાંના શિતળ કિરણોથી પીડિત થયેલા હો, તો સંસારના ત્રિવિધ તાપથી તપી રહેલા મ્હારા આ ચિત્તને વિષે આવીને વસો, કે જેથી તમારી પીડા (શીતળતા–થંડી) ઓછી થશે અને મ્હારૂં ચિત્ત નિર્મળ થશે ૨૪

तप्तायसं मृदुमणि स्पृशितं भवेत्त
द्धेमैवपुण्यममलं विमलं तथा मे।
हृत्त्वत्पदाब्जशरणं भव तापतप्तम्
जायेत नैव विमलं कथमद्य शम्भो ॥ २५ ॥

હે શંભુ! એવુ સાભળવામા આવ્યું છે કે "(તપેલા ચોખ્ખા) લોઢાને પારસમણિનો સ્પર્શ થતાજ તે (લોઢું) શુદ્ધ સુવર્ણ થઈ જાય છે, તેવી રીતે સંસારના ત્રિવિધ તાપો વડે તપી રહેલુ મ્હારૂ હૃદય, તમારા ચરણ કમળના શરણને પ્રાપ્ત થતા છતા પણ નિર્મળ (દુઃખ) રહિત કેમ થતુ નથી? ૨૫

धातुः कपालमिभचर्म नृमुण्डमाला
शुद्धाः श्रुतिस्मृतिपुराणगताश्च लीलाः
निन्द्या अपि प्रसभमीश तवाङ्गसङ्गा-
ज्जातास्त्रिलोकगतलोकशिरःसुवन्द्याः ॥ २६ ॥

હે ઇશ! તમે પોતાના હાથના બ્રહ્મકપાળ ધારણ કરો છો, શરીર પર ગજચર્મ ઓઢો છો, અને કંઠને વિષે માણસની ખોપરીની માળા પહેરો છો, ઇત્યાદિ અનેક પ્રકારની શ્રુતિ, સ્મૃતિ તથા પુરાણોમા ગવાયેલી તમારી લીલાઓ જો કે અશુદ્ધ હોવાથી નિંદ્ય, છે, તોપણ તમારા પવિત્ર અંગનો સ્પર્શ થવાને લીધે તે

નિધ લીલાઓ પણ ત્રિલોકમાં વસતા સર્વ લોકોને શિરોબંધ થઇ પડી છે. ૨૬.

तन्मन्मनः प्रसभमीश मलीनमेत ।
ञ्जायेत नैव विमलं हि चलं सदा यत् ॥
तत्तिष्ठ देवि सहितः सततं शिवास्मि-
न्देहीह देव सकलं शिव वाञ्छिऽतार्थम् ॥२७॥

હે ઇશ ! મ્હારૂ મન અત્યત મલીન છે અને તે (મન) હજીપણું નિર્મળ થતું નથી, કારણ કે તે (મન) ઘણુંજ ચંચળ હોવાથી મ્હારે વશ રહેતુ નથી માટે હે શિવ ! તમે, પાર્વતી દેવી સહવર્તમાન મ્હારા મન (હૃદય)ને વિષે નિવાસ કરો ! ! કે જેથી તે નિર્મળ થાય હે દેવ ! તમે મ્હારી સઘળી મન કામનાઓને પૂર્ણ કરો ! ! ૨૭

श्री गुप्तनाथ करुणापरिपूर्णमूर्ते
किं वर्णयामि भुवने कृपणान्नु भूपान् ।
युक्तस्त्वमेव सततं ह्यणिमादिसिद्धया
नो मे ददासि सकलं किमु वाञ्छितार्थम् ॥ २८ ॥

હે ગુપ્તનાથ ! હે કરૂણાથી ભરેલી મૂર્તિવાળા ! હું, આ લોકના રાજાઓની કૃપણતાનુ શુ વર્ણન કરૂ ? કેમકે તમે પોતેજ અણિમાદિ સિદ્ધિઓથી યુક્ત છો, છતા મ્હારા મનોરથોને પૂર્ણ કેમ કરતા નથી ? ૨૮.

त्वां पूजयामि विविधैरुपचारपूरैः
शंभो यजामि भवतः स्तवनं करोमि ।
हृष्टोऽर्चयामि सततं विधिना भवानीं
गुप्तेश्वर प्रमथनाथ दयां कुरुष्व ॥२९॥

હે ગુપ્તેશ્વર! હે શંભો! હું, અનેક પ્રકારના ઉપચારોના સમૂહવડે તમારૂં પૂજન કરૂં છું, યજન કરૂં છું અને સ્તવન (સ્તુતિ) કરૂં છું, તથા નિરંતર હર્ષપૂર્વક પાર્વતી દેવીનું પણ અર્ચન કરૂં છું, માટે હે પ્રમથોના સ્વામિન્! દુઃખીના બેલી! તમે મ્હારા પર દયા કરો!! ૨૯

वचनमनुचितं चेत्कुर्वतः स्तोत्रमेत-
ज्जनक मम तदागः क्षम्यतां द्राक् प्रसीद ।
सकलगुणविहीनो बुद्धिहीनो नवीन-
स्तव चरणसरोजे यद्विलीनोऽस्मि दीनः ॥ ३० ॥

હે તાત! સર્વ ગુણથી રહિત, બુદ્ધિવગરનો અને દીન એવો હું, પહેલ વહેલોજ તમારા ચરણ કમળમાં પ્રાપ્ત થયો છું અને તેથી આ સ્તુતિ કરતાં મ્હારા મુખમાંથી જો કોઈ અયોગ્ય વચન નીકળ્યું હોય, તો હે પ્રભુ! મ્હારા તે અપરાધને ક્ષમા કરો!! અને મ્હારા પર સત્વર પ્રસન્ન થાઓ!! ૩૦

एतच्छृणोति पठति स्मरति प्रभाते
देहेऽथवा स्वनिलये परिरक्षतीति ।
कीर्तिञ्च वित्तमतुलञ्च कवित्वविद्यां
गुप्तेश्वरः स्वशरणं सततं ददाति ॥ ३१ ॥

જે મનુષ્ય, પ્રાતઃકાળમાં ઉઠી આ સ્તોત્રનો પાઠ કરે છે, તેનું શ્રવણ કરે છે, કિંવા તેને પોતાના દેહમાં ધારણ કરે છે, અથવા આ સ્તોત્રને પોતાના ઘરમાં રાખી નિત્ય પૂજન કરે છે, તે (મનુષ્ય)ને શ્રી ગુપ્તનાથ મહાદેવ નિરંતર પોતાના શરણમાં રાખે છે અને તેમ પવિત્ર કીર્તિ, અત્યંત દ્રવ્ય અને ઉત્તમોત્તમ કવિત્વ શક્તિ આપે છે ૩૧.

राजन्याख्यपुरे द्विजेन्द्रशुकदेवाख्योऽभवत्पण्डितः
तत्पुत्रो हरिशङ्करश्च गदितो मोटाभिधस्तत्सुतः ।
तत्पुत्रेण महाकवीश्वर इति ख्यातेन भूमौ कृतः
सर्वानन्दकरः सदा सुपठतां श्री सुन्दरीशस्तवः ॥ ३२ ॥

*'રાજન્ય' નામના નગરને વિષે પૂર્વે બ્રાહ્મણોમા શ્રેષ્ઠ એવો 'શુકદેવ' નામક પંડીત થયો હતો, તેનો પુત્ર હરિશંકર નામે પ્રખ્યાત હતો અને તેનો મ્હોટાભાઇ, નામનો પુત્ર થયો હતો. એ મ્હોટા ભાઇના પુત્ર, કે જે પૃથ્વીને વિષે 'મહાકવીશ્વર એવા નામથી પ્રખ્યાત થયા હતા તેમણે, પાઠ કરનારાઓને આનંદ આપનારૂ આ શ્રી સુદરી—પાર્વતી દેવીના પતિનુ સ્તોત્ર રચ્યું છે ૩૨

इति श्री राजन्य पुरनिवासि महा कवीश्वर-
विरचितं गुप्तेश्वर स्तोत्रं
सम्पूर्णम् ।

---

* હાલમા જેને 'રાંદેર' કહે છે.